॥ तत्सत् परमात्मने नमः ॥

## શ્રી વિશ્વરંગ નાટક સમાજ

# રંગ-તરંગ

# નાટકનાં ગાયનો.

કર્તાઃ-રાજકવી ગૌરીશંકર ત્રિભુવન ઉપાધ્યાય,
ઉલવડકર.

છપાવી પ્રસિદ્ધ કરનાર :—
શ્રી વિશ્વરંગ નાટક સમાજના માલેક
ચીમનલાલ ઠાકોરદાસ દલાલ.
હાલ મુકામ-સ્ટેશનરોડ જ્યોર્જ થીએટર-સુરત.

આવૃતિ ૧ લી      પ્રત ૨૦૦૦
સંવત ૧૯૭૫      સને ૧૯૧૯

કિંમત ૦-૩-૦ (ત્રણ આના).

શા. ખુબચંદ અમીચંદના ધી સુરત 'જૈન' એનજીન પ્રીન્ટીંગ
પ્રેસમાં પ્રભુશંકર નરસેરામ વ્યાસે છાપ્યું છે. ખપાટીયા ચકલા-સુરત.

# શ્રી રંગ તરંગ નાટકનો ટુંકસાર.

## અંક પહેલો

### મંગળા ચરણ.

પ્રવેશ ૧ સ્થળ—વીષમદાસનો બંગલો, વીષમદાસ પોતાની સ્ત્રી માટે શંકાશીલ હોવાથી, ચોકી કરવા માટે બંગલાને દરવાજે બેઠેલ છે, સાધુ યાચના કરવા આવે છે શંકી સ્વભાવનો વીષમદાસ તેના પર સ્ત્રીનો લોભ હોવાનો સંશય લાવી તેને તરછોડી કાઢે છે. બાદ વીષમદાસ પોતાની સ્ત્રીને અંદર બોલાવે છે. પણ તેની સ્ત્રી સુધાવતી બંગલાની પાછલી ખડકીથી દેવ દર્શને ગએલી છે એમ જાણે છે. નોકર સારંગદાસને બોલાવી સુધાવતી વીશે શક ભરી પુછપરછ કરે છે. નોકર સુધાવતી માટે પોતાનો સારો અભીપ્રાય જણાવે છે. જેથી નોકર પર શક લઇ જાય છે. અને પોતે સ્ત્રીની ચર્યા જોવા તેની પાછળ દેવાલય તરફ જાય છે.

પ્રવેશ ૨ જો સ્થળ—મદીરાવતી નાયકાની પુષ્પ વાટીકા મદીરાવતીની પુત્રી લક્ષ્મીનો આશક કળાધર લક્ષ્મીને મળવા આવે છે. લક્ષ્મી આવે છે. કળાધર અને લક્ષ્મી પતી પત્ની

ના સંબંધથી જોડાવાના કરાર કરે છે. કળાધરનો મીત્ર ધનરં તરી આવે છે. તેની સાક્ષીથી કળાધર અને લક્ષ્મીનો દસ્ત મેળાપ. કળાધર લક્ષ્મીને પ્રેમનું અભીજ્ઞાન પોતાની તસ્વીર આપે છે.

પ્રવેશ ૩ જો સ્થળ—વીષયદાસના બંગલાની પાછલી ખડકી સુધાવતી દેવ દર્શન કરીને આવે છે. ખડકી અંદરથી બંધ જોઇ ઉઘાડવા અવાજ કરે છે. ન ઉઘડવાથી બાહેર દરવાજા-તરફથી બંગલામાં જાય છે. નોકરડી રંભા તથા તેની બ્હેન પણી સુરભી ખડકી ઉઘાડે છે. પણ કોઇને ન જોતા અજબ થાય છે. અને પોતાના શેઠાણી શેઠના સંશય ચેટક વીશે સુરભી પ્રત્યે વાતચિત કરે છે. સુધા અંદરથી આવી તેઓની વાત ચીત સાંભળે છે. ભગતાંજ શબ્દો સાંભળી તેમજ પોતે જ સંશયી સ્વભાવની હોઇને સુરભી માટે સંશય કરે છે. સુરભી પોતાના પતી વીષયદાસની પ્રીતી પાત્ર હશે એમ માની લઇ સુરભીને હડધુત કરી કાઢી મુકે છે. સુરભી વીશે રંભાને સુધાવતી પુછે છે. રંભા સુરભી માટે પોતાની ઓળખાણ આપી સારેમત દર્શાવે છે જેથી સુધાવતી રંભા પર પોતાના પતીની કુટણી હોવાનો શંસય લઇ જાય છે. વીશયદાસ પર પ્યાર હોવાથી સમય પુરૂષ જાતીપર સુધા દોષા રોપણ કરે છે.

પ્રવેશ ૪ થો સ્થળ—વીષયદાસના મકાન પાસેનો રસ્તો. લક્ષ્મી દેવ મંદીર તરફથી આવે છે. તડકાથી બે હોશ થાય છે. સુધા-વતી પાછળ ગયેલો વીષયદાસ આવે છે બેહોશ લક્ષ્મીની સાર-

વાર કરી તેને ઘેર પહોંચાડે છે. સુધાવતી પોતાના મકાનની બારીમાંથી લક્ષ્મી અને વીષમદાસને જુએ છે. અસ્વારનો ઉલટો અર્થ કરી બેઉમાં પ્રેમ છે એવો સંશય કરે છે. અકાવધ અવસ્થામાં લક્ષ્મી પાસેથી પડી ગયેલી તસવીર તે લે છે જે તસવીર કળાધરે લક્ષ્મીને આપી હતી.

પ્રવેશ ૫મો. સ્થળ વીષમદાસનું મકાન. વીષમદાસ સારંગદાસને પોતાની સ્ત્રી વીષે બાતમીદાર બનાવવા લાલચ બતાવે છે. સુધાવતી રંભા સાથે પ્રવેશ કરે છે. સુરભાની બાતમી પુછે છે. રંભા અજાણપણું ધરાવે છે. સુધાવતી સુરબીના શેઠ પર પત્ર લખી બાતમી મેળવવા ધારે છે. અને હમણાંજ વીષમદાસનું ચરીત્ર જોયું છે એમ કહી તસવીર બતાવે છે. તસવીરની સુંદરતાનાં વખાણ કરે છે. તેમાં સુગંધ લાગેલી હોવાથી સુંઘે છે. એક તરફ ઉભેલ વીષમદાસ સુધાવતીની સર્વ ચેષ્ટા જોઇ ઉલટો અર્થ કરે છે ને સુધાવતી કોઇ પોતાના યારની તસવીર ઉપર પ્યાર કરે છે એવી શંકા તે લે છે. સુધાવતી પણ એવુંજ ઉલટું માની લે છે કે વીષમદાસના પ્રેમમાં લક્ષ્મીએ પોતાના પતીની તસવીર ફેંકી દીધી છે. આ પ્રમાણે ધણી ધણીઆણી એક એકના માટે ખોટો શક લે છે. વીષમદાસ એકદમ સુધાવતી પાસે પ્રગટ થઇ તેના હાથમાંથી કળાધર શેઠની તસવીર છીનવી લે છે અને આરોપ મુકે છે. સુધાવતી પણ તેવોજ આરોપ વીષમદાસ પર મુકે છે. તસવીર સબબ બંનેમાં કલહ થાય છે.

પ્રવેશ ૬ઠો.—સ્થળ રસ્તો. કળાધર તથા ધનવંતરી પ્રવેશ કરે છે. લક્ષ્મીએ કામકાજની ગરબડને લીધે પોતાને ત્યાં આવેલ કળાધરને બરાબર સત્કાર નહીં કર્યો તેથી કળાધર લક્ષ્મી માટે ખેદ જાહેર કરે છે તેવામાં વીષમદાસ તસવીર માંહેલા શખ્સની શોધમાં ફરતો ફરતો ત્યાં આવી ચડે છે. તસવીર સાથે કળાધરનો મુકાબલો કરે છે. તસવીર માંહેલો તેજ કળાધર એમ ઓળખે છે. કળાધર વીષમદાસ પાસે પોતાની તસવીર જેવી તસવીર જોઇ દંગ થઇ છે તસવીર જોવા માગે છે વીષમદાસ કળાધરનું નામઠામ પુછે છે. તસવીર બનાવ્યા વીનાજ વીષમદાસ ચાલ્યો જાય છે. લક્ષ્મી તરફ નારાજ મન વાળા કળાધરને વીષમદાસ પાસે પોતાની છબી જોઇ સંકા ઉત્પન્ન થાય છે કે આ કોઇ લક્ષ્મીનું ધરાક છે અને લોકોમાં હાંસી કરાવવા માટે લક્ષ્મીને, પોતે ભેટ કરેલી છબી લક્ષ્મીએ બીજાને આપી દીધી છે. છબી સંબંધી ખુલાસો પુછવા માટે કળાધરનું ધનવંતરી સાથે લક્ષ્મીના મકાને જવું.

પ્રવેશ ૭ મો.—સ્થળ વીષમદાસનો પ્રાઇવેટ રૂમ. વીષમદાસ સારંગદાસને તસવીર બતાવી તસવીર વાળાની બાતમી મેળવવા માટે સવાલો પુછે છે, સારંગદાસ અજાણ્યપણું બતાવે છે. સુધાવતીએ સુરભીના શેઠ પર લખેલા પત્રનો જવાબ લઇ તે શેઠનો નોકર આવે છે. જવાબનો પત્ર વીષમદાસ તેના નોકર પાસેથી લે છે, અને પત્ર વાંચી પત્ર લખનાર શેઠ પર શક લઇ જાય છે કે તે સુધાવતીનો યાર છે આ છબી

મોહિનાનો તથા સુધાવતીનો છુપો સંબંધ પકડી પાડવા માટે પત્રમાં લખેલ સુરભીના નામને જાણી લઇ, સુરભીને હાથપર લેવા ધારે છે અને તે કામે સારંગદાસને સોંપે છે. સુરભી સંધ્યાકાળે બુરખો ઓઢીને બંગલાના આંબાવાડીઆમાં આવે એમ કહી સારંગદાસને મોકલે છે.

**પ્રવેશ ૮મો**—સ્થળ લક્ષ્મીનું શયનગૃહ. લક્ષ્મી અને તેની દાસી કેરગુમ. કળાધરના પ્રેમ સંબંધી વાતચીત કરે છે. લક્ષ્મીનો નીતીમય જીવન ગુજારવાનો નિશ્ચય. કળાધર તથા ધનવંતરી આવે છે. છબી જોવા માગે છે લક્ષ્મી છબી શોધે છે. ન મળતાં કળાધરનો શક મજબુત થાય છે. કળાધર લક્ષ્મી પર કુલટા તરીકેનો આક્ષેપ કરે છે. છબી કોઇને આપી દીધી છે એમ સ્પષ્ટ કહે છે. લક્ષ્મી તેથી ઉશ્કેરાઇ જઇને બેપરવાઇ ભર્યો જવાબ દે છે, કળાધર અને લક્ષ્મીના પ્રેમમાં ભંગ પડે છે.

ટેબ્લો.



# અંક બીજો.

---

પ્રવેશ ૧લો—સ્થળ વીપમહાસનું મકાન. સુધાવતી સારંગદાસને પોતાનો આવનાર પત્ર તે સંબંધી તથા વીપમહાસે તેને કયા કામે મોકલ્યો હતો વીગેરે પ્રશ્નો કરે છે. સારંગદાસ કશી જાતની આપતો નથી બાદ રંભા આવે છે તેને બહાર જવા માટે ઠપકો આપે છે. સારંગદાસ દ્વારા સુરલીને બોલાવેલ છે એવી હકીકત રંભા જાહેર કરે છે. કળાધર આવ્યાના ખબર નોકર આપે છે. કળાધર આવે છે. વીપમહાસ પાસે પોતાની તસવીર છે તેથી લક્ષ્મી સંબંધી હકીકત જાણવા પોતે વીપમહાસની મુલાકાત લેવા આવ્યો છે એવું કારણ કહે છે. સુધાવતી કળાધરના કાન ભંભેરે છે. લક્ષ્મી અને વીપમહાસનો રસ્તામાં બનેલો પ્રસંગ ઊલટા અર્થમાં કહી જતાવે છે. કળાધર તેથી ખસુસ બહેનની વાત ખરી માની લે છે. લક્ષ્મી અને વીપમહાસનો દૂજેતા કરવાની બન્ને ગોઠવણ કરે છે.

પ્રવેશ ૨ જો—સ્થળ વિપમહાસના મકાનની પાછલી બારી. કળાધરને બારીએ રસ્તે જતો જોઈ વીપમહાસ તેને બોલાવે છે. અને સ્નેહ પૂર્વક આવવાનું કારણ બતાવવા કહે છે. કળાધર તસવીર સંબંધી ખુલાસો પુછે છે. વીપમહાસ અને કળાધરમાં ગોળ ગોળ વાત ચીતથી ગેરસમજુતી ઉભી થાય છે. વીપમહાસ સમજે છે કે કળાધર સુધાવતીને માટે કહે છે અને

કળાધર સમજે છે કે વીપમદાસ લક્ષ્મી માટે કહે છે. બન્ને એક એકના હરીફ બને છે છબીની દરકાર છોડી કળાધર જાય છે.

પ્રવેશ ૩ જો—સ્થળ વીપમદાસના મકાનનો પાછળનો રસ્તો. લક્ષ્મી તસ્વીરની શોધમાં જ્યાં પ્રથમ પોતે બેહોશ બની ગઇ હતી તે જગોએ આવી જુવે છે. કળાધર નોકર ઐરાવત સાથે આવે છે. નોકર ઐરાવત, લક્ષ્મી શુશીલાનો સંગ છોડાવવાના હેતુથી, કળાધર તથા લક્ષ્મીમાં વાતચીત ન થાય એવી નારદ વીધા ચલાવી ચાલ્યો જાય છે. કળાધર તથા લક્ષ્મીના મરજી પૂર્વક પરસ્પર વાત ચીત કરે છે. લક્ષ્મી છબી ગુમ હોવાના કારણમાં પોતે નિર્દોષ હોવાનું જણાવે છે. બેદરકારી બતાવી તેની ક્ષમા માગી પોતાને મકાને આવવા કળાધરને વીનવે છે. કળાધર તે ના કબુલ કરે છે લક્ષ્મી તેને બળીબે પરતાશો એવો ટોણો કરે છે. કળાધર લક્ષ્મીને ફરી નહી મળે એવો પકકો નિશ્ચય જણાવે છે. લાગણી પુર્વક બન્નેનું જુદા પડવું.

પ્રવેશ ૪ થો—સ્થળ કળાધરનું મકાન. કળાધરની, લક્ષ્મી તરફ વલણ તથા તીરસ્કાર વાળી ઉભય ભ્રષ્ટ વૃત્તી. ઐરાવતનું પત્ર લઇ આવવું. લક્ષ્મીનો પત્ર. પત્રને બાળી નાખવા કહેવું. ઐરાવતની ટોણો મીશ્રીત લક્ષ્મી પ્રત્યેના પ્રેમની ચર્ચા કળાધરે પત્ર વાંચી ફાડી નાંખવો લક્ષ્મીને વીસરી જવ માટે બહાર ગામ જવાનો ઇરાદો કરવો. ધનવંતરીનું આવવું લક્ષ્મીની નિર્દોષિતા જણાવવી પોતે લક્ષ્મી પાસે જઇ ખરી હકીકત મેળવી છે અને સુશીલાએ કલ્પનાથી સાચી જુઠી કરી છે

એવી પોતાની ખાત્રી આપવી. કળાધરે લક્ષ્મીને ફરી મળવા જવાનું કબુલ કરવું અને પોતાની છબી વીપમદાસ પાસેથી પાછી લેવાજવું.

પ્રવેશ ૫ મો—સ્થળ લક્ષ્મીની ખાસ બેઠક. લક્ષ્મી ક્રા ગુલ સાથે કળાધરને લખેલા પત્રના જવાબની તથા વીપમદાસને બોલાવેલ છે તેથી તે આવવાની રાહ જોતી બેઠી છે. વીપમદાસનું આવવું સુધાવતીએ કરેલા ગોટાળા સંબંધી વાત કરવી. વિપમદાસે કળાધર અને સુધાવતી બન્નેનો ગોટાળો છે એમ કહેવું ઘરમાંથી નાસતો નજરે જોયો એવું પ્રમાણ આપવું. તે સાંભળી લક્ષ્મીને કળાધર પર શક. કળાધર તરફના વિચાર બદલી તેની સાથે ન મળવાનો નિશ્ચય કરવો કળાધરનો જવાબ કરવાનું કહી વીપમદાસનું જવું.

પ્રવેશ ૬ ઠો—સ્થળ વીપમદાસના બંગલાનું આંબાવાડીયું. વીપમદાસ સુરબીની વાટ જુવે છે. સારંગદાસ સાથે સુધાવતી બુર-ખો ઓઢીને સુરબીને બદલે આવે છે. વીપમદાસે સુધાને સુરબી સમજવી સુધાવતીએ બંગલામાં જવા હઠ લેવી વીપમદાસે સુધાને લઇ બંગલામાં જવું.

પ્રવેશ ૭ મો—સ્થળ સુધાવતીનો ખાનગી રૂમ કળાધર આવે છે. વીપમદાસ ન હોવાથી રંભા તેને ઘરમાં ન બેસવા કહે છે. વીપમદાસ બુરખો ઓઢેલી સુધા સાથે આવે છે રંભાએ કળાધરને સંતાઇ જવા કહેવું. બુરખામાં લક્ષ્મી હશે એમ સમજી સાચી જોવા કળાધરે ખાનગી રૂમમાં સંતાવું. રંભાએ રૂમ

જાપ્ત કરી તાળું મારવું. વીષમદાસે સુધાને સુરભી સમજી ગુચ્ચો કાઢવા કહેવું. લાલચો દે અનુકુળ થવા કહેવું. સુધા જાહેર પડવી. વીષમદાસનો ગભરાટ. ગોટાળાની તપાસ માટે સુરભીને બોલાવી છે એવો ખુલાસો કરવો. સુધાએ તે ન માનવું. રૂમમાં જવા ઇચ્છે છે. રૂમને તાળુ જુવે છે. ચાવી માગે છે. વ્હેમ ખાય છે. રંભા ચાવી ન માગવા ચુપચુપ સમજાવે છે. પણ ન સમજતાં ચાવી પરાણે લે છે. ખાનગી રૂમમાં કળાધરનો દેખાવ. વીષમદાસનો કોપ સુધાનું અભે-દાશ્રમમાં પડવું. ટેબ્લો.



# અંક ૩ જો.



પ્રવેશ ૧ લો—સ્થળ વીષમદાસનું મકાન. વીષમદાસ, સુધા તથા કળાધરને અંદર છુપાવા સંબંધી ગુન્હેગાર ઠરાવે છે. કળાધર ખુલાસો કરે છે. તે ન માનતાં ગુસ્સે થાય છે. કળાધર છબી માગે છે. વીષમદાસ છબી નથી આપતો કળાધર ખંજરનો દમ કસી છબી હસ્તગત કરે છે. લક્ષ્મી તરફ જાય છે. સુધા પીયર જવા તઈયાર થાય છે. વીષમદાસ તેને રોકી રાખે છે.

પ્રવેશ ૨ જો—સ્થળ મદીરાવતીનું મકાન. ગુણીકાની આશ્રીત છોકરીઓનું નાચ ગાયન. શોખીન શહેરીજનો. મીજલસ ખતમ થતાં શહેરીજનો જાય છે, ત્યારબાદ લક્ષ્મી કૌસ્તુભ સાથે કળાધરના કપટ છળ વીષે વાત કરતી આવે છે. કળાધર આવે છે. તેને ચાલ્યા જવાનું કહેવા કૌસ્તુભને સુચન. અંદર જાય છે. કૌસ્તુભ અને કળાધરની મસલહત. વીષમદાસે ટીપ રોક્યું છે એમ કહેવું. ગોટાળાના ખુલાસામાં વીષમદાસ તથા તેની સ્ત્રીની જરૂર છે. માટે પ્રથમ ત્યાં જઈ સુધાવતીને મળવાની સુચના કરવી. તે મુજબ કળાધર જાય છે. લક્ષ્મી આવી શું કહ્યું પુછે છે. કૌસ્તુભ નીર્દોષતા જણાવે છે અને ખરી ખીના રૂબરૂ જોવા જાણવા માટે તેને પણ ત્યાં જવા કહે છે. લક્ષ્મી વીષમદાસને ત્યાં જાય છે.

પ્રવેશ ૩ જો—સ્થળ રસ્તો. ફરવા નીકળેલ મદીરાવતી ગુણીકા અને પાન સોપારી લેવા નીકળેલ કૌસ્તુભ લક્ષ્મી વીષમદાસને ત્યાં ગયાના ખબર. મદીરાનું તેની પાછળ જવું.

પ્રવેશ ૪ થો—સ્થળ વીષમદાસનું મકાન. લક્ષ્મી આવે છે. વીષમદાસની મુલાકાત. સુધાવતી આવે છે. એવા ખબર સારંગદાસે આપવા. મદીરા આવી અવાજ કરે છે, વ્હેમનું કારણ થઇ પડવાને લીધે લક્ષ્મીને અંદર લઇ જઇ કબાટમાં છુપાવવી. કમના દ્વાર બંધ કરવાં.

પ્રવેશ ૫ મો સ્થળ—અંદરનો રૂમ. સુધાને વ્હેમ પડવો સુધા તથા મદીરાનું પાછળની બારી વાટે અંદર જવું. મદીરાએ લક્ષ્મી ક્યાં છે એમ પુછવું વીષમદાસે ઇનકાર જવુ લક્ષ્મીને ખાંસી આવવી સર્વ એ અવાજથી એકાંત થવું તપાસ કરવી કબાટ માંથી લક્ષ્મી નીકળવી, છુપાઇ રહેવાનું કારણ પુછવું, વીષમદાસે ખુલાસો કરવો. બીના જાહેર થાય છે નજર દોષ તથા સમજ દોષથી ગોટાળો થયો એમ સમજાય છે. સરવનો સંશય ટળે છે સુધાવતી વીષમદાસ અને લક્ષ્મી કળાધર ઉભય જોડાઓ ફરી મળે છે સંસારના રંગ તરંગ સમી જાય છે છેવટનો આનંદ.



# નાટકના મુખ્ય પાત્રોની સમજ.



## પુરૂષ વર્ગ

વીષમદાસ.........એક શ્રીમંત ગૃહસ્થ.
કળાધર............તરૂણ શાહુકાર
ધન્વંતરી..........કળાધરનો મીત્ર.
સારંગદાસ........વીષમદાસનો નોકર.
ઐરાવત...........કળાધરનો નોકર

## સ્ત્રી વર્ગ.

સુધાવતી..........વીષમદાસની સ્ત્રી.
લક્ષ્મી............મદીરા ગુણકાની પુત્રી.
રંભા...............સુધાવતીની ચાકરડી.
કૌસ્તુભ...........લક્ષ્મીની દાસી.
મદીરા.............એક ગુણીકા.
મુરલી.............રંભાની બ્હેનપણી.

શીવાય સાધુ શહેરીજનો નોકરો ગુણીકાની છોકરીઓ વગેર વગેરે.

સ્થળ મુંબાઇ,

# શ્રી રંગ તરંગ નાટકનાં ગાયનો

## અંક પહેલો.

સુત્રધાર બાળાઓ— ૧

લક્ષ્મીપતી પદ્મનાભ પદ્મ પાણી વંદુ રામ
જય શ્રી વિષ્ણુ જય શ્રી રામ જય શ્રી શાલીગ્રામ
જયલલામ મેઘ શ્યામ શેષ શાયી સુખધામ
નામ રૂપ ગુણ ગ્રામ જયતી પ્રભુ અભયદાન
જય અનંત જય અચ્યુત જે ગારૂડ જય શ્રીયુત
જય અનુપ ધર્મ ભૂપ પૂર્ણ કામ પાડીમામ

બાળાઓ— ૨

હાં સંશય છે પાપી શેતાન
સંસારે તેથી સંભાળી વિચારી સદા રહેવું સાવધાન
જાલંધરે હર્યો સંશય વૃંદા પર થઇ તેના જ્ઞાનની હાણ
પુરાણે તેનું વૃતાંત છે વિદ્યમાન
દ્રષ્ટાંત દીલ સાચી શીક્ષા ધરો ધ્યાન

કુંઆરાઓએ મીશબાબાના વીષે બમણાથી ખોટી સંકાથી
ખોયું છે માન......સંસારે......હો...સંશય છે

સાધુ— ૩

થી થશે ગતી તારીરે તું ભુલી ગયો ભાન
દયા દાનને દીનતા મુકયે ધર્મ ગયો તું હારી
ધનદારા દોલત દેખીને વ્હાલાને મેલ્યા વીસારી......ભુલી
અંત સાથ શત્રુના તુજને માયા લાગે પ્યારી
જમ કીંકરથી કોણ મુકવશે બચવાની કોઇ નથી બારી...ભુલી

બીષમદારા— ૪

ફેશનેબલ બૈરીનો સ્વામી સંસારે રવડે છે
ધન ખર્ચી ઘરમાં કેમ કુસ લાવી દુઃખમાં સબડે છે
રંગ ઢંગ ઠાઠ માઠ ફેશનપર મરતી ફીટતી
કેસ ફેશ ડ્રેસ બેસ બીલકુલ એકટ્રેસ સમકીસતી
ગાય નાચે કુસટા કેસ ફંદ સઘળા છે બની સુગ્રીકા
બે પરવા.....................ફેશનેબલ
વોચ ચેન પેનફેન ફેન્સી હેન્ડ કરચીપ ધરતી
શુટબુટ બાતબાત ઓર્ડર પર ઓર્ડર કરતી
જાય બીજ્જતમાં ખાય છે હોટલમાં લાય લગે ઉરમાં
અંતરમાં.....................ફેશનેબલ

લક્ષ્મી— ૫

પ્રેમી ઝવેરી પરખ પ્રેમ રત્નની કરતા
ખરીદ પ્રાણ બદલ પ્રેમ ચીજની કરતા
મુસીબતોથી નીડર દુનીઆથી બેપરવા
અખંડ પ્રેમ મગન મસ્ત હાલમાં ફરતા
અભેદ એક સમન એક મરણ પ્રેમીનું
એવા સુજેઆ સનમ કોઇ વીરલા મળતા

૬

લક્ષ્મી—અલબેલા સનમ આપની દીલની સમજજો
કળાધર—નજરાણું મારા દીલનું દીલજાની સમજજો
લક્ષ્મી—તન મનછે પ્રાણ આપના છો આપ મુજ માલીક
વશ થઇ છું વ્હાલા આપની મેહરબાની સમજજો
કળાધર—પરવાનો બન્યો પ્રેમકા તવ કાન્તી જ્યોતનો
બીનતાથી મારા પ્રાણની કુરબાની સમજજો

૭

સુધાવતી—બની વાહ (૨) બની મકમ અસલ ઇંગ્લીશ ફેશન
સરસ સુંદરા—
ગોરી ગુલાબી છું દીલરબા માય મેડમની ન્યારી જાત
બની વાહ૦

અપ્સરીનો બાગ ખુબ ખીલ્યો ફુલ્યો અથાગ ઉછળી
જુવાનીની અંગમાં.
ચાલુ અલબેલી ચાલ અજબ ગજબ ઢંગમાં
પોઝીશન સાથ બોલાવું ગોરાથી હાથ
ફરે ફાવે તેવા રંગમાં—ગની વાહ૦

મુધાવતી — ૮

કેવી નરની નગુણી જાત જોજો જગમાં
આ વાત જોજો જગમાં—કેવી
અધમ જન્મ નરીનો વદતા ગણી ગુલામ સમ હુકમો કરતા
સમાન નજરે નહી તે નીરખતા કાઉન્સીલમાંથી બાતલ કરતા
વીપરીત વર્તન આ અરરર સીતમ મહા
હારે બાહ અતી ખલ દુરજન ભાળે અમ તનમન વાત જોજો જગમાં
આ બાત જોજો જગમાં—કેવી

૯

મુધાવતી—જાઓ જાઓ હરદમ ખટપટ છલ કરતા
મન મોજમાંહે જુદા ભમતા
બહાનાખોરી તમે રોજ કરો છો
લઢી વઢીને રરો પડો છો
હાય સીતમ છે જોર જુલમ છે ઘોર સંકટ છે
જાઉ સંશય છે.........સમજુ બધા ......જાઓ૦

વીક્રમ— ૯

મુરલી તારી મધુ આવે છે ધ્યાને
એય છે યારને શું મળવાને
નીચ નફ્ટ છે. ક્રુર કપટ છે ચાલ અજબ છે
હાય ગજબ છે આની આપદા—જાઓ

કળાધર— ૧૦

જે જુલમની તાસીર તે ટાળના ટળતી નથી
લાખ હો તદબીર તે એક પણ ફળતી નથી
ખુદની જે ખસલત નસીહતથી તે પલટાતી નથી
કામળી કાળી કદી રંગવાથી રંગાતી નથી
મતલબી વેશ્યા કદી મહોબતનો દમ ભરતી નથી
આકના ફુલમાં કદી સુગંધ સાંપડતી નથી

વીષમદાસ— ૧૧

ચીંતાનો પાર નહી દુઃખનો સુમાર નહી
સુખનો પ્રકાર નહીં દાવ એળે જાય અવતાર
નઠારી પ્રમદાના પતી તણી વીપદા
કહી ન જાયે ને સહીએ ન જાયે

કળાધર—ફરેબા ફીતુરી સુધર્યા

લક્ષ્મી— ચતુર પ્રવીણ અરે વા.

કળાધર—પતીત અધમ અરે જા.

લક્ષ્મી— જોઇ જોઇ પ્રીત નીત રીત હીન—

## અંક પહેલો સમાપ્ત.



ઐરાવત— ૧૮

રચી મજાની બાજી બંદા બાહેર સટકે છે
ડ્રાઇવર પીધું આ ગાડી જોઇએ ક્યાં જઇ અટકે છે
રાજસ ફેંચી મુકાને આડું ટહેકું કાપીને
ગડબડ સડબડ કીધી છે માચીઝ ચાંપી છે—રચી.

ઐરાવત— ૧૯

પ્રેમીઓનું દરદ પ્રેમીના વીના ટળતું નથી
પ્રેમની કીંમત પ્રેમીના વીના કરતું નથી
મજનુની આંખે સદા લૈલાની સુરત જોઇ હો
ઉરવશીનું ઉર પુરરવ સિવા ઠરતું નથી
દીપને દેખે નહીં લાંચ્છનને દૃપે નહીં
રોહિણીનું દીલ રજની કાન્તથી ફરતું નથી

લક્ષ્મી— ૨૦

અકળ આ ઇશ્કની હા! જોઇ મેં અજબ લીલા
રાગી વીરાગી સાધુ, કોઇ ઇશ્કના ચેલા —
ખુદાઇ ઇશ્કની જગમાં, સરે જાહેર છે ભાઇ
પુજારી ઇશ્ક કેરા, જુઓ મજનુને લયલા —
પરમ છે ઇશ્કની પદવી, અમર લોકોએ છે ગાઇ
બન્યા છે કઇક બંદા, ઇશ્ક પીરના ચેલા—

વીષમદાસ— ૨૧

ધ્યાન દેવા જોગ છે (૨)
ગુલાબ બદલે કરો ગંગાજળ છાંટો
ધ્યાન દેવા જોગ છે
ફુલ માળાની વકી હતી ત્યાં નીકળી નાગણ કાળી
શું ધાર્યું ને શું એ નીપજ્યું વીવાની વરસી વાળી
સૌ બાજી ઉંધી મારી—

સુધાવતી—કેમ કેની ઘેડ ઉતારી—ધ્યાન દેવા જોગ છે
મણી માનીને હાથ ધર્યો ત્યાં અંગારો ચંપાયો

વીષમ—પડદામાંથી પલીત નીકળ્યું દેણીને ગભરાયો
પુરે પુરો પરતાયો

સુધાવતી—બગ ભગત ભલો પરખાયો—ધ્યાન દેવા જોગ છે.

## બીજો અંક સમાપ્ત.



# અંક ૩ જો



રંભા— ૨૩

બાબતે અચ્છી આંટી પડી ખટપટ ખુબ થઈ છે ખડી
રંભા કરી રમખાણ ખસી ગઈ સુધા સપાટે ચડી
બલા અને શયતાન બેઉમાં જાગી જાદવા રગળી
રાત પડે જેમ બે બીલાડા લડી દુરથી રડી
રાત વીતે પણ મીયાંઉં મટે નહી એવી વાત છે અડી

૨૪

સુધા—ગોવેયુ માપમાં રહો આતે કાંઇ રીત છે
વીષમ—મેંકયુ માપ બવ જરા હમો અંતે કાંઇ પ્રીત છે
સુધા—નકામી છેડતી કરો આતે કાંઇ ધર્મ છે
વીષમ—આવો ટ્રેજીક સીન કરો આતે કાંઇ ધર્મ છે

સુધા—આખું કોળું વધારો છો આતે કોઇ ઠીક છે

વીષમ—સાબેતું જાય વાસીદે એમાં કોઈ ટીક છે

સુધા—જવા દો છેડલો છોડો

વીષમ—ઓ ડીઅર

સુધા—શોહમ છે

વારાંગના— ૨૫

સુંદર સાડી મોરી મયકે મેં મેયલ જાઉ

કયાં લેકે જાઉં ગરનવા રામ

નઅપસે રંગ ઢંગ નઅપસો જોબન.

કાહે પે પહેનું ગહનવા રામ.

ગંગા માંઝ તોપે સુંદરી ચઢયા

પીયાસે કરદે મીલનવા રામ,

કર્યા બહે ગંગ તમસે હસી.

બીચમેં નદીક બહતહે રામ, —ગંગા.

લક્ષ્મી— ૨૬

જઉ મનાવી લાલ મ્હારો સ્નેહનું કામણુ કરી
ચુટકીમાં લોભાવી લાવે ભેટું હું અંતર ભરી
દુઃખની રાત્રીને અંતે સુખ ભાનુ આસતો
આજ મારી આશની સુંદર પ્રભા ખીલતી ખરી
મુલ્યવંતું મોતીડું મારૂં મને મળશે અહા.
યત્નથી એ રત્નને રાખીશ હૃદયા પર ધરી—લઉ

લક્ષ્મી ૨૭

એજી જાઓ જાઓ નયનોનાં મારો ન બાણુ
દીલ પર ન તાકો નીશાન ( ૨ ) જાઓ જાઓ.
જાદુ કર્યાંશો શેઠ સોહામી, તમ પર થઇ કુરબાન—એજી.
કલાધર—છોડો અડપણાં નાર નવેલી, આપો આલીંગનની
લ. શુ.—એજી.
લક્ષ્મી—ચેલી કરોના દીલ છીનોના, પાતળીયા પ્રીતી નીશાન—એજી

સર્વે પાત્રો.— ૨૮

સંશયંમ સમુલમ્ સર્વં ખુલમ હરમ્
બોધ દાઇ ઇદમ્ પ્રયોગમ્ સમાપ્તમ
પ્રેક્ષકમ્ સમગ્રમ્ સર્વંદામ સાવધામ્
ધ્યાન દેવા જોગમ્ દુષ્ટ સંકલ્પત્વ જમ્

ઇતી શુભમ



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી વિશ્વરંગ નાટક સમાજનો મુકામ હોય ત્યાંથી મળશે. જેઓ સાહેબોને જોઈતાં હોય તેઓએ રોકડી કીમતથી મંગાવી લેવાં વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ રાખવામાં આવશે નહીં

| | | | |
|---|---|---|---|
| રૂકમીણી સ્વયંવર .... | .... | રૂા. | ૦-૩-૦ |
| સતી સવીતા .... | ... | રૂા. | ૦-૩-૦ |
| અહલ્યાબાઈ .... | ... | રૂા. | ૦-૩-૦ |
| શ્રી સિદ્ધ સત્યેન્દ્ર .... | .... | રૂા. | ૦-૬-૦ |
| ન્યાય સિંધુ .... | .... | રૂા. | ૦-૩-૦ |
| ચંદ્રગુપ્ત ... | .... | રૂા. | ૦-૩-૦ |
| સમ્રાટ અશોક ... | .... | રૂા. | ૦-૩-૦ |
| આત્મબળ .... | ... | રૂા. | ૦-૩-૦ |
| મહાત્મા તુલસીદાસ... | ... | રૂા. | ૦-૩-૦ |
| યોગમાયા .... | ... | રૂા. | ૦-૪-૦ |
| વીરકેસરી ... | ... | રૂા. | ૦-૩-૦ |

**ચીમનલાલ બકોરદાસ દલાલ.**

**માલેક:— શ્રી વિશ્વરંગ નાટક સમાજ.**